# गोरक्षाशतक.

ધર્માં રચનાર તથા શ્રીયુત રતનલાલ મથુરાદાસ રાઠીની
સહાયતાથી પ્રકટ કરનાર,

વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુવ;
બાનોસા-બિરાર.



સંવત ૧૯૮૨ ... અક્ષયતૃ... ... સન ૧૯૨૬
ગુજરાતી ... મુદ્રણાલયે અ... ...છે.

# गोरक्षाशतक.

ગો જબસેં કમ, અબલ ભૈ, તબસેં ભારત-ભાગ્ય:
ફૂટ ગયા, બલ નહિ રહા, ઉઠી અંગમેં આગ્ય:
ઉઠી અંગમેં આગ્ય, મરે બાલ, વૃદ્ધ, રોગી;
દૂધ, દહીં, ઘૃત બિના, ભયા હતવીર્ય અભોગી;
સત્ય કહે સુત શ્યામ, પામરકી જડ જમ ગઈ:
ફૂટા ભારત-ભાગ્ય, ગો જબસેં કમ, અબલ ભઇ.

## મંગલાચરણ.

### શાર્દૂલવિક્રીડિત.

આપો બુદ્ધિ રસેશ શ્રેય કરવા, વિશ્વેશ વ્હાલા ધણી;
જાણી સેવક દીન, નાથ મુજને, ચિત્ત ધરો માગણી;
નિશ્ચે જો સમજાય એમ સહુથી, ગોમાત છે શ્રીપ્રદા;
ગોની તો કરશે પ્રજા દિલ દઇ, સેવા વિશેષે સદા.

## વાંચનાર પ્રત્યે અરજ.

પોષક છે સો પ્રાણિનો, મનુજવર્ગ જગમાંય;
તેની પણ પાળક ગણો, ગરીબ માતા ગાય.
તન, મન, ધનથી શ્રમ કરો, શ્રેષ્ઠ ધર્મ છે એજ;
ગોનું તો પાલન થશે, તનનું વધશે તેજ.

### માલિની.

વિમળ પય તજીને, કોણ બીજી પ્રવાહી ?
ગતિ મતિહર પીશે ! મદ્ય જેવી વિદાહી !
અધિક અધિક પ્રેમે, ગાયને પાળશો જો;
સુખદ વિજયમાળા, કંઠ આરોપશો તો.

## ગોપાળની પ્રાર્થના.

છે ગોપાલક તેથી સૌ મુખથકી, ગોપાલ તુંને કહે;
ક્યાં ગોપાલ કૃપાળ પાળ નહિ તું? ગો કષ્ટ ત્હારી સહે!
મ્હારે ધા કરજોડિ સર્વ વિનવે, શ્રીનાથ વિશ્વંભરા!
આવો કોપ ખમાય કેમ તુજથી? તે હું ન જાણું જરા!

## ગાયના ગુણો.

ગોના દૂધ વિના અનેક જનની, કાયા થઇ કંપતી!
ગોના પુત્ર વિના ધરા વિરસ થૈ, ક્યાં પૂર્વ આવી હતી?
ગોના મૂત્ર વિના બને નહિ રસો, ફિક્કાસ તેથી વધી;
ગોના છાણુ વિના પવિત્ર [1]વસુધા, દેખું નહીં હું બધી.

## ગોરક્ષણીય છે.

દૂધાળી દુખભંજની [2]સુરભિની, રક્ષા કરો સર્વદા;
કેવી ગાય ગરીબ છે? જગતમાં, વ્હાલા વિચારો સદા;
સાચી વાત સદૈવ ભ્રાત સમજી, આ શબ્દ ચિત્તે ધરો;
રક્ષા આપણી જે કરે પય દઇ, તેનીજ રક્ષા કરો.

## ગાયના દૂધનો બદલો વળનાર નથી.

એમાં શું ઉપકાર બંધુ, સમજો? આભાર શો આપથી?
આપે દૂધ [3]સુધા સમાન સહુને, એ લાભ ઓછો નથી;
શું વાળી શકનાર કોઇ બદલો? ના, ના, નહીં એ વળે;
રે! પ્રાણી ગુણવંત ગાય સરખું, શું એક લાખે મળે!

---

૧ પૃથ્વી. ૨ ગાય. ૩ અમૃત.

## પોષકનું પોષણ કરવુંજ જોઇયે.

### મનહર-કવિત.

પોષકની વ્હાર વ્હાલા કોઇ જો કરશો નહીં;
તો તમારી વ્હાર પછી કોણ કરનાર છે?
દોષ વાળું કામ છતાં દોષથી ડરશો નહીં;
તો પછી તમારા દોષ કોણ હરનાર છે?
દેશી થઇ દેશદાઝ દિલમાં ધરશો નહીં;
તો પછી તમારી દાઝ કોણ ધરનાર છે?
દૂધ લઇ ગોનું પેટ ભાવથી ભરશો નહીં:
તો પછી તમારૂં પેટ કોણ ભરનાર છે?

### સંપની જરૂર.

પામરની પેઠે પડયા રહી શાને પુકારો છો?
શું ધારો છો સુધારો ને વધારો આ દેશનો?
શોખીલા બણીને ખાલી સભામાં શું પધારો છો?
ઉચારો છો વાણી પણ છાંટો ન આવેશનો!
શામાં રહ્યું દેશ હિત? એકલા શું વિચારો છો?
અકારો દેખાય વેષ પ્રથમ પ્રવેશનો;
એકથી ન બને કામ સંપને શું વિસારો છો?
સ્વીકારો ગો સેવા રાખી ભરોસો મહેશનો.

### ગોધન અમૂલ્ય છે.

### સોરઠા.

ગોધન નિત્ય અમૂલ્ય, અવર દ્રવ્ય શા કામનું?
કરો ન મ્હોટી ભૂલ, સાચું ગોધન સાચવો.

પ્રતિઘર એકજ ગાય, પળાય જો પ્રિય! પ્રેમથી;
રક્ષણ કેવું થાય? ગરીબ તો એ ગાયનું!

## ક્રૂર કર્મ કરનારા પ્રત્યે ગાય કહે છે.

### સવૈયા.

શું સમશેર ધરી કરમાં, ધર મા ધર મા કર રંક પ્રમાણી;
શું અપરાધ થયો? કહિ દે, ઉપજાવ ન બીક અવાચક જાણી;
શું ઘુરકાવ? બનું ભયભીત! કિયાં ફરિયાદ કરૂં નહીં વાણી;
બાપુ! દયા ધર, ભાઇ! ક્ષમા કર, માનિ મને સુખદાયક પ્રાણી.

ક્રૂર ન થા, અવિચારિ ન થા, પળ વાર તું ચિત્ત વિચાર કરી લે;
મારિ ન નાંખ, જરા ભય રાખ, કુકર્મ કરી મરવું મુખ વીલે;
દૂધથી પોષણ થાય હજારનું, તે અટકાવિ તું હાય નહીં લે;
સ્વારથમાં શું તણાય? કહું નથી તુર્ત કહે કયું પાપ[૪] બખીલે?

પૂછી નથી શકનાર તને મન માન ન એમ તું માનિ[૫] સુરારી;
નક્કી તું જા સમજી નિજ અંતર, છે પૂછનાર મહાન્[૬] મુરારી;
શું ફલ પાપનું પ્રાપ્ત ન થાય? જરૂર પમાય મહા ભયકારી;
માનવનો અવતાર ધરી અપકાર કરે શું ચડી અંધીયારી?

## ધનવાનોને.

### લાવણી.

ઓ ભાગ્યવાન શ્રીમાન! ધરી લવ જ્ઞાન હવે તો જાગો;
નિજ દેશતણા હિત કાજ સહુ અનુરાગો—ટેક.
શું મિથ્યા કીર્તિ કાજ, કરો પતરાજ, ફરો શું ફૂલ્યા?

૪ કંજૂસ. ૫ દેવના દુશ્મનો. ૬ પ્રભુ.

રે ! પરંપરા આપણી આમ કાં ભૂલ્યા ?—
શું બન્યા જ્ઞાતિમાં શેઠ ? વ્યર્થ એ વેઠ ! ન થાય સુધારો;
બની નિરંકુશિત મત ઉલટા કેમ ઉચારો ?—
શું મચો મમતમાં આમ ? બગડશે કામ, બનો મા કાલા;
ડાહ્યા થઇને શું દ્વેષ વધારો વ્હાલા ?—
છે સંપ સદા સુખરૂપ, રંકને ભૂપ, બનાવી દે છે;
પણ વિના સંપ ભૂપાળ ગરીબ બને છે !—
છે સોના સરખો દેશ, તેનો કાં વેષ કરો છો હલકો ?
ઘટ અપૂર્ણ જેવો હોય તેમ શું છલકો ?—
છો આર્યવંશના બાળ, ગાય પ્રતિપાળ, ધર્મ કાં ત્યાગો ?
નિજ દેશતણા હિત કાજ સહુ અનુરાગો—ઓ ભાગ્યવાન શ્રીમાન !
છે સાચી જનની ગાય, મધુર પય પાય, માત્ર તૃણ ખાઇ;
તે મરે હિન્દમાં હાય ! બળી ચતુરાઈ !—
જ્યાં અસંખ્ય ઋષિયો મહાન્, કરી પયપાન, રહી સંતોષે;
લખતા બહુ ગુણના ગ્રંથ કંપતા દોષે !—
તે ભૂમિમાંહ્ય શું હાય ! ગાય વધ થાય ક્રૂરને હાથે;
એ કેવી આપદા પડી આપણે માથે—
છે ગોની સૌને ગરજ, વિચારી ફરજ, યુક્તિ કંઇ શોધો;
ઉપદેશ વડે વધ ગાય, તણો અવરોધો—
જે ગરીબાઇથી ગાય, વેચવા ચ્હાય પૂછવું એને;
ક્યાં વેચે છે એ ગાય, તપાસો તેને—
જો ઠીક ખુલાસો થાય તોજ વેચાય નથી એ ખોટું;

પુણ્યકાર્ય એ છે બંધુ ! જગતમાં મ્હોટું.—
જે રજા વિના વ્યવહાર, કરે તો બહાર જ્ઞાતિથી કરવો;
સુત સગો હોય પણ તોય પક્ષ નહીં ધરવો—
આવો શુભ બંદોબસ્ત, બની મદમસ્ત તમે જો કરશો;

અમૃત-ફળ ચાખી તોજ અંતરે ઠરશો—
શું ખરચો પૈસા વ્યર્થ ? સરે શું અર્થ ? વાઘનેનાદે !
કાં લિયો શક્તિવણ રેચ પરાયે વાદે !
બાંધિ ચંદરવો કોણ ? થવા દુખ જોણ, થઇને નાગો;

નિજ દેશતણા હિત કાજ સઘ અનુરાગો.
જે કરવાની છે ફરજ, નહીં ત્યાં ગરજ, મરજ આ કેવો ?
મેં કદી ન જોયો ક્યાંય તમાસો એવો—
શું હતોજ હિન્દુસ્તાન ! હતું શું માન ! સોંઘવારી શી !
હા ! તનુનો તેના રડે, મોંઘવારીથી !
એ ગોધન ઘટવાથીજ, વવાયાં બીજ, મહા દુખદાઇ;
હજુ સમજો તોપણ ઠીક, તજી હઠીલાઇ—
બહુ વખત જાય બરબાદ, ગોની ઓલાદ વધારો ભાઇ;
રે ! અબળ થતી એ જાય ઘટે સરસાઇ—
એ થશે આમ જો અબળ, આપણે સબળ, પછી શું થઇશું ?
ઘી, દૂધ વગર વધુ અબળ થઇ રઝલીશું—
બલ ક્રમે કરીને ઘટે, દુઃખ ના મટે, વિચારો વ્હાલા;
કાં મુખ્ય કામ તજી ફરો કુઠામે ઠાલા—
રે ! થાઓ હવે મજબૂત, માઇના પૂત, હિમ્મતે જીતો;
નર કાયર ખૂણે પડી રહે છે બ્હીતો—
નહિ જાય એક વધકામ, ગાયની જાત, યોજના એવી;

ઘડશો તો કરશે સ્હાય દયાની દેવી—
ખેતી વણુ બહુ ખેડૂત, બન્યા ભયભીત, ભૂખ પણુ વેઠે;
એ મહા મ્હેનતુ જાત પડે છે હેઠે !
કરો અરજ પ્રભુની પાસ, ધરી વિશ્વાસ વિજય મુખ માગો;
નિજ દેશતણા હિત કાજ[૭] ભીરૂતા ત્યાગો—ઓ ભાગ્યવાન શ્રીમાન્ !

## દયાજનક દેખાવ.

### શિખરિણી.

અરે રે ! કેવો આ જુલમ,[૮] અસિધારે મચિ રહ્યો !
અરેરે ! શું જાશે, દુખદ, વધ ગોનો લવ સહ્યો;
ખરા શ્રીમંતોની ભ્રમિત મતિ આવી કયમ થઇ !
ન જાણું જે એની, પુણ્ય-લહર શેમાં શમિ ગઈ !

રહ્યા જે આધારે ખબર નહિ હ્યે તે ઘરવણી;
અરેરે ! કેવો એ, ગજબ ગુજરે છે પશુ ભણી !
કરે કયાંથી ખેતી ? બલદ પણુ મોંઘા બહુ થયા;
પરાર્થે કે સ્વાર્થે, હજુ કયમ ન આવે દિલ દયા !

ખરાબી એ મ્હોટી, તરત અટકાવો તન દઇ;
હવે ચેતી ચાલો, પરવશ બનો કાં હદ થઇ !
અહો ! શ્રદ્ધા સાચી, નિજ હૃદયમાં જો કંઈ હશે;
દયાની તો દેવી, મદદ કરવા હાજર થશે.

રહેવાની લજ્જા, હજુ અધિક ગોરક્ષણુ થતાં;
મર છે હા ! બાળો, નરમ બનવાથી પય જતાં;

૭ બીકણુપણું. ૮ તલવારની ધારે.

વહાલા શ્રીમંતો, અમિત ધનનો સંગ્રહ કરી;
બચાવો ગાયોને, ઝટ સજ થઇ આગ્રહ ધરી.
કરો પાછી પાછી,[૯] પુનિત ગૃહમાં શું અવતરી?
તમારાથી સારા, અવર, ન મળે સંશય જરી;
કહેવાશો આર્યો, પણ પરમ કાર્યો નહિ કરો;
પછી આર્યોનું શું,[૧૦] અનુચિત કરી, માનજ ધરો!

## દેશની દુર્દશા.

### લાવણી—ગોપીચંદ લડકા-એ રાહ.

રે! શી હીન દશા આ, ગાય તણો વધ થાય ક્રૂરના હાથથી-ટેક.
ગળું ગાયનું કપાય છે એ, કદી ન સમજો એમ;
કપાય છે એ ગળું આપણું, બનો ન સાવધ કેમ? રે! શી હીન દશા.
ત્રીશ વર્ષ પહેલાં જે વસ્તુ, એક રૂપૈયે ચાર;
મળતી'તી તે ખરીદ કરતાં, હમણાં બેસે ચાર રે! શી હીન દશા.
ખચીત કારણ ગોવધ એનું, અવર ન માનો એક;
સંપ કરી ગોવધ અટકાવો, તજો ન આર્ય વિવેક રે! શી હીન દશા.
બની પ્રમાણિક ને ઉત્સાહી, કરો ફંડ તૈયાર;
ગામ દીઠ ગોશાળા બાંધો, પાળો ગાય અપાર રે! શી હીન દશા.
ગોચર માટે ખરીદ કરવી, રસકસયુક્ત જમીન;
એમ થવાથી અસંખ્ય ગાયો, થશે ન મરણાધીન રે! શી હીન દશા.
બાળ હતા ત્યારે એ તમને, ઉછેરતી પય પાઇ;
[૧૧]કૃતઘ્ન આવા હવે થવું શું? પય, માખણ, ઘી ખાઇ-રે! શી હીન દશા.
દેશ ડૂબતો જાય તથાપી, ચડે ન પાનો હાય!

---

૯ પવિત્ર. ૧૦ અયોગ્ય. ૧૧ ગુણને ભૂલી જનાર.

સર્વ મળીને આંખ ઉઘાડો, ગાયરૂપ ધન જાય રે ! શી હીન દશા.
ગોહિંસા જો થાય નહીં તો પડે નહીં દુષ્કાળ;
ખેડ, ખાતરે, ખચીત પાછી, ધરતી થાય રસાળ રે ! શી હીન દશા.
ગાન, તાનમાં પૈસા ખરચી, મિથ્યા માનો મોજ;
ખરી મોજ તો ગોરક્ષણમાં, મલાઇ ખાશો રોજ ! રે ! શી હીન દશા.

નાચ, તમાસા ઘડી એકના, નિજ મન કરશો ખ્યાલ;
ગોવર્ધન માટે ધન ખરચો, દિલથી થાઓ દયાળ રે ! શી હીન દશા.
હાય ! કલેજું કેમ ન કંપે, દેશ બન્યો બલહીન;
ગરીબ રઝળે ભૂખમરાથી, તન, મન સાવ મલીન રે ! શી હીન દશા.

ઉત્તમ ખેતી પ્રથમ ગણાતી, હાય ! અધમ થઇ હાલ !
ખેડુત પણ પોકાર કરે છે, નથી દેખતા માલ રે ! શી હીન દશા.
હિન્દ જનેતા ગો ગુણવંતી, નજર કરો નરનાર;
પ્રીતિવડે પાળો પોષકને, થાશે જયજયકાર રે ! શી હીન દશા.
ગાય, ભેંસના પુત્ર પ્રતાપી, છે જગમાં જાહેર;
બલદ નામ પણ બલહદ તેને, કંઠે શી સમશેર ? રે ! શી હીન દશા.

અનાજ, રૂ, ઉત્પાદક બલદો, મરે થઇને દીન;
શરમ! શરમ! છે, અધર્મ આ શો? કેવું કામ મલીન રે ! શી હીન દશા.
સમજો કારણ પણ નથી કરતા, ઉપાય સાચો વીર;
સ્વદેશનું અભિમાન ગયું કે, ગયું નામનું નીર ? રે ! શી હીન દશા.

વાંક આપણો, નથી અવરનો, ચેતો ચતુર સુજાણ;
નહીં ચેતો તો તુરત વાગશે, તીવ્ર કર્મનાં બાણ રે ! શી હીન દશા.

અકાળ મૃત્યુ થાય ગાયનાં, એ શું ઓછો શોક !
શોષણ કરનારીને પોષો, અહો ! હિન્દના લોક રે ! શી હીન દશા.

હો! પારસી, મુસલમાન હો! અરજ સુણો આ કાન;
વતન એક છે હિન્દ આપણું, એકજ નાવ સુકાન રે! શી હીન દશા.
થઇ ખલાસી ચલાવશો તો, સહજ પાર ઉતરાય;
હજુ નહીં જો સાંભળશો તો ફલ સારૂં નહીં થાય રે! શી હીન દશા.
દુર્લભ દૈવત ગાય હિન્દનું, અર્થશાસ્ત્ર અનુસાર;
સાચવવા જો શ્રમ લેશો તો, ફળ રૂડાં મળનાર રે! શી હીન દશા.

## ગોપાળન માટે રખાતી બેદરકારી.

### ગીતિ.

સ્વદેશનું સારૂં જો, કરશો તો નિજ જન્મ સફલ થાશે;
છે સારાનું સારૂં, શોધ કર્યાથી રહસ્ય સમજાશે.
પાપ કરીને કોણે? સુખાનુભવની, લતા સદા સેવી;
જુઓ વિચારી વ્હાલા, મળે નિશાની કયે સ્થળે એવી?
આમાં પોષણ સૌનું, સ્વાર્થ સર્વનો સદૈવ છે સરખો;
એમ છતાં શા માટે? ગાય, ભેંસનું મૂલ્ય નહીં પરખો!
પય, ઘી, મલાઇ, માવો, પદાર્થ પોષ્ટિક [12]પીયૂષ સમ સ્વાદી;
તેનો ત્યાગ કરીને, ખટાઈ, મરચે, ખુશી વૃથાવાદી!
તનુ નિસ્તેજ થયા પણ, તુચ્છ વસ્તુ જન તુચ્છ નહીં ત્યાગે;
મમત એમ શું મૂકે! જુઓ મકોડો કદાચ [13]કટિ ભાગે!
ખરચ કરે છે ખોટાં, અણખપની પણ ચીજ ખરીદે છે;
મસ્ત બની માનાર્થે, અગણિત પૈસા અનર્થમાં દે છે!
શ્વાન, વાંદરાં પાળે, પુષ્ટ કરે પય પાઇ ધનવાનો;
પણ પયદાતા ગોને, નથી પાળતા હર! હર! શ્રીમાનો!

---

૧૨ અમૃત. ૧૩ કમર–કેડ.

શું અવળા ગ્રહ બેઠા ! ફરી ગયું શું ધનાઢયનું માથું !
લિયે ટંકનું ભાથું, પણ પરલોકનું લિયે નહીં ભાથું.
લાડી, વાડી, ગાડી, માત્ર મંત્ર ત્રણ ભણેજ ધનવાનો;
છે એ ચળ કે નિશ્ચળ ? ખરો ખુલાસો કોણ કરે આનો !
પાંચ આંગળી સરખી, ન હોય એ તો સમગ્ર જાણો છો;
હશે ઘણા ગુણવાનો, કયાંક કયંક તેનેય પિછાણો છો.
દૂધ વગર બાળકડાં, બધી જાતમાં અનેક રીબે છે;
આમ છતાં પણ ઝગડા, કોમ કોમની વચ્ચે સળગે છે !
જે ન ઘટે તે કરવું, યોગ્ય તથાપી શિવ! શિવ! ના કરવું;
કહો ન્યાય આ કયાંનો ? શું સઘળાએ મ્હોત વગર મરવું !
બ્રહ્મચર્ય નવ પાળે, ગોમાતાને વળી નહીં પાળે;
મોજ મજામાં પેસી, વીર્ય, વિત્તને મૂર્ખ બની બાળે.
હતા પૂર્વજો કેવા ? હાલ આપણી હાલત છે કેવી ?
હજુ પણ ચેતો ! ચેતો ! સશક્ત થાઓ સંયમને સેવી.

## ગોસ્વરૂપ.

### લલીત છંદ.

ગરિબ ગાયને રે ! નિભાવવા, શ્રમ કરો સદા શ્રેય સાધવા;
ઉચિત કામ છે એજ આપણું, પુણ્ય થશે વળી સર્વને ઘણું.
નિરખી લ્યો તમે ગાયની છબી, પરમ પ્રેમની કેટલી ખુબી !
સમજ છે બધી રાગ દ્વેષની, પણ ન પ્રેરતી વૃત્તિ કલેશની.
ધરતી પ્રેમ ને વૈર ત્યાગતી, જગત્‌માત એ શું પ્રકાશતી !
સુત ગણી દિયે દૂધ સર્વને, પટવતી પછી બાળ [૧૪]વત્સને !
જીભ થકી અહા ! વત્સ ચાટતી, અધિક નમ્ર છે એની આકૃતિ !
સમજ આપતી કેમ હોય શું ! ધિરજ વત્સને આપી [૧૫]સ્હોય શું !

---

૧૪ વાછરડાને. ૧૫ શોભે.

ગુણવતી ઘણી માત ગાય છે, મનુજમાત્રની એજ માય છે:
પરમ પ્રેમથી સેવના કરો, ખડ, કપાસીઆ, ખોળ વાવરો.
દશગણો થશે લાભ દૂધનો, સમજુ હોઇને સુસ્ત કાં બનો?
પ્રભુ પ્રસન્ન તો થાય છે વળી, દુખ બધું જશે સર્વથા ટળી.
સકળ લાભ છે ગાય રક્ષણે, સુખી થશો સદા સર્વ આંગણે:
વન ખરૂં અહો! એક ગાય છે, સુખનું મૂળ તો એ જણાય છે.
અનુપયોગનું એક તો કહો, સુરભીને નમો કષ્ટ કાં સહો?
પરમ પ્રેમથી ગાય પાળવી, નથિ ભલામણો આજ આ નવી!

## નિરાધાર ગાયોની શોકજનક સ્થિતિ.

### લાવણી.

જોડી તમે ના જોઇ માડી—(એ રાહની).

ગાય હા! કિયાં હવે રહેશે? ગાય હા! કિયાં હવે રહેશે?
[16]અસહ્ય કષ્ટ પણ ન મળે વાચા, દુખ કયાં જઇ કહેશે?
ગાયને ભૂખ તરસ લાગે, ગાયને ભૂખ તરસ લાગે;
નિવારવા દુખ નિરાધાર ઝટ, જંગલમાં ભાગે!
નહીં ત્યાં ચારો કંઇ સારો, નહીં ત્યાં ચારો કંઇ સારો;
ડોળું જલ પી ભટકે વનમાં, હતાશ થૈ ચારો.
ચડે જો ઢેડ તણી નજરે, ચડે જો ઢેડ તણી નજરે;
ફક્ત ચર્મને કાજ ક્રૂર તે, વિખથી પ્રાણ હરે!
કહું શું કંજુસની કહાણી, કહું શું કંજુસની કહાણી;
કસાઇવાડે તે જઇ વેચે, ચોરી આ પ્રાણી.
કૃતઘ્નો કેવા એ કહીએ? કૃતઘ્નો કેવા એ કહીએ?

---

૧૬ ખમી શકાય નહીં એવું.

માણુસાઇનાં લક્ષણ ન મળે, શું સંકટ સહીએ !
ઘણા જણ ગોવાળો સાથે, ઘણા જણ ગોવાળો સાથે;
ગાય મોકલે ખડ ખાવા પણ, દુઃખ ધરે માથે.
કદાપી પડે ગાય છૂટી, કદાપી પડે ગાય છૂટી;
જરૂર સમજો કે આવરદા તેની તો ખૂટી.
કદી જો ચરાવવા આપી, કદી જો ચરાવવા આપી;
એમાં પણ બહુ દગો થાય છે, ઓળવશે પાપી.
કુશળ જો ઘેર ગાય આવે, કુશળ જો ઘેર ગાય આવે;
છે ભૂખી કે તરસી એ શી રીતે સમજાવે ?
આપણે રક્ષક સૌ એનાં, આપણે રક્ષક સૌ એના;
છતાં આમ હા ! અકાળ મ્હોતે, ભોગ મળે તેના !
દુષ્ટ દિલ દયા હોય શાની ? દુષ્ટ દિલ દયા હોય શાની ?
દયા હોય તો કરેજ શાને ? આવી નાદાની !
અવાચક કેવું એ પ્રાણી, અવાચક કેવું એ પ્રાણી;
પ્રીત ધરીને કરશો પાલન, નિરાધાર જાણી.
ગાય સુખ કેમ કરી પામે, ગાય સુખ કેમ કરી પામે;
વિચાર કરશો નિશદિન એનો જશ જેથી જામે.

## ગોરક્ષોપદેશક.

### હંસા રે રાજા પીંજરા નહીં તેરા.

દોડો રે વ્હાલા ! ગાય તણી હવે વ્હારે.
એને નિર્દય લોક સંહારે રે—દોડો રે વ્હાલા.
એવાને હાથ જેમ જાય નહીં એ,
બાંધશો બંધ એ ક્યારે રે—દોડો રે વીરા

ગાય ગરીબ ને છે ગુણવંતી,
આપે છે ઘી દૂધ ચારે રે--દોડો રે દેશી.
ગોચરની ખૂબ જગ્યા ખરીદી;
કૃષિબળ કોણ વધારે રે--દોડો રે ભ્રાતા.
બહુ ગોશાળા કેમ ન બાંધો ?
ભૂલ એ થાય છે ભારે રે--દોડો રે દાદા.

## હિન્દીનું પદ.

છોડો રે દ્વિજો દેશ સુધારેકા કામ--ટેક.
પહિલા સુધારા હૈ ગોપાલનકા, સમજો સુખકે ધામ-છોડો રે
તન-મનબર્ધક હૈ ક્ષીર ભોજન, બર્જ્ય માંસ મદ્યજામ-છોડો રે
હૈ ગો જીવન શ્રી ભારતકે, કરત સબ એશારામ-છોડો રે
દુર્લભ કિંકર બનજા ગઉકે, કરનહાર શુભ રામ-છોડો રે

## વાંચનારને છેલ્લી વિજ્ઞપ્તિ.

### સવૈયો.

વાંચ વિચાર કરો નરનાર, પુરો ધરિ પ્યાર વિસારી વિકારો;
ગોધન જાય, હસાય રમાય શું ? ગો તણું પાળન સઘ સ્વીકારો;
છે ભવતારક મંત્ર મહાન વળી સુખકારક તંત્ર તમારો;
ગાય તણો ગણિ વંશ [17]સુરંશ સચેત બની સત્કાર્ય વધારો.

### પદ.

પદમણી પ્યારથારે—એ રાહ
ખરૂં ધન ગાય છેરે, ભરતખંડનું ભ્રાત-ખરૂં ધન.

---

૧૭ દેવતાઈ અંશ. ૧૮ ક્રચ્ચ પ્રતિના ગ્રંથોમાં.

ગાય વગર પય કયાંથી પીશો? મીઠું સાકર રે;
ગાય તણી છે આર્યગ્રંથમાં, મહતા સુખકર રે;
ગાય તણા ગુણની હું ગીતા, ગાવા બેસું આજ;
પાર ન આવે કદિ પણ એનો, અલ્પ નહિ એ કાજ-ખરૂં ધન.
બીજી એવી વસ્તુ નથી જે એકલી ઉપર રે;
પ્રાણ ટકે માણસનો આખી જીંદગાની ભરરે;
એવી વસ્તુ એકજ ગોપય, એ વિન અવર ન હોય;
અમૂલ્ય જે છે તેનો જોટો આ જગમાં શું હોય?-ખરૂં ધન.
ધનિકો, ભૂપો, ઘોડા કુત્તા, પ્રીતે પાળે રે;
ગરીબડી ગો માતાને તો, કોક સંભાળે રે;
હું નથી કહેતો અશ્વ, શ્વાનનું, કરવું નહિ પાલન;
પશુ રક્ષામાં ઉત્તમ રક્ષા, ગોની માનો મન.-ખરૂં ધન.
ગોપયથી બલ વધશે એવું, અન્ય થકી નારે;
આ વચનો મ્હારા પોતાના, છે અનુભવના રે;
સર્વ તણી એ સાચી માતા, શાન્તિપ્રદાતા શ્રેષ્ઠ;
ગોનું પાલન કર્યું ન જેણે, વ્યર્થ તેની સૌ વેઠ.-ખરૂં ધન.
થાય પ્રસૂતા ત્યારે બલિ એ મીઠી હેતી રે;
ગોપુત્રોને હળમાં જોડી, કરાય ખેતી રે;
છાણ ગાયનું મનાય છે ત્યમ અહિં અત્યંત પવિત્ર;
હિતકર એવી ગાયોની રક્ષા ન કરો કેમ મિત્ર?-ખરૂં ધન.
છાણ ગાયનું પૃથ્વીમાં, ફલદ્રુપતા લાવે રે;
મૂત્ર ગાયનું સર્વ જાતિના રોગ હઠાવેરે;

મળ, મૂત્રો પણ જેના આવા ઉપયોગી લેખાય;
તે ગો કેરા અલભ્ય લાભો, દ્રષ્ટે ના દેખાય-ખરૂં ધન.

કૃષિ કરવા અતિ ઉન્નત, મ્હારો મંત્ર સ્વીકારો રે;
વિશેષ નહીં તો એક ગાય પણ ઘર ઘર પાળો રે;
એમાં ભારત ગૌરવ સમજો, એમાં છે અસ્તિત્વ;
એજ આપણા સુખની ચાવી, એમાં સઘળું સત્વ-ખરૂં ધન.

ગોના પય કે તક્રપાનથી, રોગ જાય છે રે;
બાળકડાં ને યુવાન વૃદ્ધો, પુષ્ટ થાય છે રે;
ગાય સરીખું સુખપ્રદ પ્રાણી, જગમાં નહીં જણાય;
રામપુત્ર દુર્લભ નિજ મુખથી, ગુણ બહુ એના ગાય-ખરૂં.

## છેલ્લી યાચના.

સદા વર્ષા સારી, સુખદ વસુધામાં વરસજો;
સદા સેવા ગોની, સદય હૃદયે સર્વ કરજો;
ખરા ધર્મો પાળી, શુભ નિયમમાં સૌ વિચરજો;
દયા, વિદ્યા, લક્ષ્મી, ઘટ ઘટ પ્રજામાં પ્રસરજો.



મ્હારી દેખરેખ નીચે તૈયાર કરેલી

# સુવર્ણ માલિની વસંત.

ક્ષય, સંગ્રહણી, જૂનો તાવ, જૂની ખાંસી, દમ, ધાતુક્ષીણત તથા સુવાવડીના રોગો મટી જાય છે. કિંમત-તોલા એકના સોળ રૂપિયા. અનુપાનના બે રૂપિયા જૂદા. કયા રોગ ઉપર કેવ રીતે આ ઉત્તમ ઔષધનું સેવન કરવું તેની વિગત લખવાર આવશે. લખો—બાનોસા, પોસ્ટ દર્યાપુર; વરાડ.

વૈદ્ય કવિ દુર્લભ શ્યામ ધ્રુવને

---

જે જીજ્ઞાસુને વિષ્ણુ નામ સ્મરણનું પુસ્તક જોઇતું હોય તેણે અર્ધા આનાની ટિકિટ મોકલવાથી વિના મૂલ્યે મોકલવામાં આવશે.

## નીચેના પુસ્તકોની કિંમત નીચે મુજબ છે.

આચારદર્શન—બાર આના.

પુત્રધર્મ—દશ આના.

કન્યાવિક્રય અથવા માબાપનું
મહાપાપ—બાર આના.

શ્યામસુંદર—આઠ આના.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.